બાલસાહિત્યમાળા—૮

# નળ-દમયન્તી


લેખક

ચન્દ્રશંકર મ. ભટ્ટ

ચરોતર એજ્યુકેશન સોસાયટી

આણંદ



પ્રકાશક

પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા



દાસીઓ દમયન્તીને શણગાર પહેરાવતી'તી.

( પૃષ્ઠ ૧૯ )

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

# નળ-દમયન્તી



"નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમાં રાયે દીઠું, માનસરોવર સાર."

પ્રેમાનન્દ

નીલો પોશાક પહેર્યો છે, નીલું અમ્બર ઓઢ્યું છે, રાજા નળ શિકારે ચઢ્યા છે.

હાથમાં ધનુષબાણ લીધાં છે, કેડે તલવાર લટકાવી છે, પવનવેગી ઘોડે સ્વારી કરી છે: રાજા નળ શિકારે ચઢ્યા છે.

અઘોર વનમાં એકલા રાજા ચાલ્યા જાય છે. હરણ-સસલાં ઠેકે છે, વાઘવરૂ દોડે છે; પણ રાજા નિશાન કેમ નથી તાકતા? બાણ કેમ નથી મૂકતા? ત્યારે નીકળ્યા છે શું કામ?

પણ રાજાના મનમાં તો એક દમયન્તીનું નામ જ

વસી રહ્યું છે. નારદજીએ જણાવ્યું છે, રાજાને એ ગમ્યું છે.

"આહા! નારદજી કહેતા'તા, 'દમયન્તી ફૂટડી છે. એનાં રૂપગુણનો પાર નથી, એનો સુન્દર ચોટલો જોઇ શેષનાગ પાતાળે પેઠા, એનું મુખ જોઇ ચન્દ્રમા ક્ષીણ થઈ ગયા, એનું નમણું નાક જોઇ મોર—પોપટ જંગલમાં ઉડી ગયા, એનો કંઠ સાંભળી કોયલ કાળી પડી ગઇ!' વાહરે!"

ચાલતાં ચાલતાં મધ્યજંગલ આવ્યું. દૂર દૂર માનસરોવર દેખાયું. રાજાએ ઇસારો કર્યો ને ઘોડો સરોવર તરફ ઉપડયો.

સુન્દર સરોવર હતું, આસપાસ અઢારભાર વનસ્પતિ ખીલી રહી હતી: ચમ્પાફૂલ ખીલી રહ્યાં'તાં, મોગરાની સુવાસે આખું વન મઘમઘી રહ્યું હતું, ચન્દન ને કેળનાં ઝાડ શોભતાં હતાં.

રાજા ઘોડેથી હેઠે ઉતર્યા ને સરોવર પાળે, લીલા ઘાસ ઉપર, હળવેથી બેઠા. ધનુષબાણ પાસે મૂકયાં.

શીતળ પવનની મન્દમન્દ લ્હેરોમાં રાજાને ઘડીક શાતા વળી. અચાનક એમણે હંસના મીઠા અવાજ સાંભળ્યા. સ્વચ્છ જળમાં એક તરફ સફેદ હંસો તરતા હતા, આનન્દકલ્લોલ કરતા હતા.

રાજા તો ઘડીક બધી વાત ભૂલી ગયા. "અહાહા! કેવા સુન્દર હંસો! આમાંનો એકાદ હંસ પાળ્યો હોય તો?"

રાજાને એકાદ હંસ પકડવાની મરજી થઈ.

નિર્દોષ હંસ ઉપર કાંઇ બાણ મૂકાય છે? તલવારેય શા કામની? ધનુષબાણ ને તલવાર હેઠે મૂકી, અમ્બર ઓઢી, રાજાએ હળવે હળવે હંસના ટોળા તરફ જવા માંડયું. કયાંક હંસો ચેતી ન જાય!

મોટો એક હંસ હતો, સફેદ એની પાંખો હતી. સુન્દર એની ચાંચ હતી, હંસોનો એ રાજા હતો. થડને અઢેલી, એક પગે ઉભો રહી, ઘડીક વિસામો લેતો હતો. રાજાને થયું કે બસ પકડું તો એ એકને જ.

છાનામાના રાજા હંસ પાસે પહોંચ્યા. અંગ સંકોચી, શ્વાસ રૂંધી, નળરાજા હેઠે બેઠા; હળવેથી હાથ લાંબો કર્યો, ને ચડપ દઇને હંસનો પગ પકડી લીધો.

હંસરાજા જાગી ઉઠયો, મનુષ્ય દેખી ત્રાસી ઉઠયો, મરણબ્હીકે છળી ઉઠયો.

હંસે જાણ્યું, નક્કી આ પાપી માણસ મને મારી નાખશે. મારૂં ભક્ષણ કરશે! ભોગ મળ્યા!

હંસ ચાંચો ભરી ભરીને થાકયો; પણ એમ કાંઇ નળરાજા મૂકી દે ?

"અરે ભલા માણસ! અરે ભલા ભાઇ! મને છોડી દે. મારો પગ મૂકી દે. અરરરે! આ પેલી હજાર હંસણી આવી. બાપડી ટળવળે છે!" હંસે વિલાપ કરવા માંડયો.

રાજાને દયા આવી. એણે કહ્યું, "ભાઇ હંસ, તને હું મારૂં નહિ. હું કાંઇ પારધી નથી. મારે તો તને લઇ જઇને પાળવો છે. બ્હીશ ના."

હંસને જરાક હિમ્મત આવી. એણે કહ્યું, "ભલા માણસ, તો એક કામ કર, મને એકવાર છૂટો મૂક. પેલી ટળવળતી હંસણીઓને દિલાસો દઇ અબઘડીએ પાછો આવું છું."

નળરાજા ખડખડ હસી પડયા. "વાહ રે ઉસ્તાદ! એકવાર છોડું તો તો થઇ જ રહ્યું ને ? પછી નજરે ય શાનો પડે ?"

હંસે કહ્યું, "આકાશપાતાળ એક થાય તો ય હું કદી વચન ન ચૂકું. હું બ્રહ્માનું વાહન કદી જૂઠું બોલું ?"

પણ નળરાજા કહે, "ભાઇ, હું નૈષધપતિ નળ છું. તને સોનાને પિંજરે પાળીશ, મોતીનો ચારો ચરાવીશ; પણ હવે છૂટવાની વાત જવા દે."

હંસ કરગર્યો, "અરે ભલા નળરાજા! મારી માતાને હું એકનો એક છું. એ બાપડી ઝૂરી મરશે. ચાંચ ઘસી મરી જશે! એકવાર એની પાસે જઇ આવવા દે. અધઘડીમાં પાછો આવીશ. સૂરજદેવની સાખે વચન આપું છું."

છેવટે નળરાજાને દયા આવી. એમણે કહ્યું, "ઠીક, ત્યારે તું જાણે ને તારૂં વચન જાણે. પાળતો હોય તો વચન પાળજે, અધઘડીમાં પાછો વળજે. જા, છોડી મૂકું છું."

ખરૂરૂરૂ ખટૂ. હંસ ઉડયો. બીજી પળે ઉંચે આકાશમાં.

નળરાજા ત્યાં જ બેસી રહ્યા: કહે, "જોઉં તો ખરો, હંસ વચન પાળે છે કે નહિ."

અધઘડી વીતવા આવી ત્યાં તો ખરૂરૂરૂ કરતો હંસ પાછો આવી પહોંચ્યો. નળરાજા નવાઇ પામ્યા. "ધન્ય છે એકવચની હંસને."

હંસને લઇ, ઘોડે બેસી, રાજા રાજધાનીમાં પાછા આવ્યા. સૌ હંસ જુએ ને રાજી રાજી થઇ જાય. ઓહો! કેવું સુન્દર પંખી! કેવો સરસ હંસ!"

રાજાએ સોનાનું પિંજરૂ ઘડાવ્યું, હીરાજડીત વાટકી મૂકાવી, મહીં હંસને રાખ્યો.

પછી તો હંસ ને રાજા એક સાથે બેસેઉઠે, એક સાથે રમેજમે, સુખદુઃખની વાતો કરે.

એમ કરતાં એકવાર રાજાને એકાએક નારદજીની વાત યાદ આવી. દમયન્તી સાંભરી.

હંસ જોયા કરે છે. અરે! આ શું? એકાએક રાજાજીનું હસવું ઉડી ગયું, મુખ ઉતરી ગયું, કેમ? હંસે જાણ્યું કે માનો ન માનો પણ નળરાજાના મનમાં કંઇક દુઃખ છે. મનમાં એ કહે, 'ત્યારે હું મિત્ર શેનો? એનું દુઃખ ટાળું તો જ ખરો મિત્ર."

હંસે નળરાજાને બધી વાત પૂછીને કહ્યું, "સાચું કહેજો. તમારૂં દુઃખ મારે ટાળવું છે.'

નળરાજાએ બધી વાત કરી. "વિદર્ભ નામે દેશ છે, ભીમક ત્યાંનો રાજા છે, તેને ત્યાં દમયન્તી નામે કુંવરી છે, નારદજીએ એની વાત તો કરી છે, પણ........"

નળરાજા અટકી ગયા. વાત ફેરવવા માંડી.

પણ હંસ બોલ્યો, "મિત્ર, ચિન્તા ન કરશો. મને રજા આપો. છ મહિને દમયન્તી મેળવી આપીશ."

રાજાને હંસનો સાથ મૂકવાનું ગમતું તો નહોતું; પણ શું કરે? મનેકમને એમણે રજા આપી.

હંસ ઉડ્યો વિદર્ભ દેશ તરફ.

ભીમકરાજાના મહેલ પાસે વિશાળ બાગ હતો. ઉડતો ઉડતો હંસ એ બાગમાં આવી પહોંચ્યો ને ચમ્પાના ઝાડ ઉપર બેઠો.

ધીરે ધીરે, મીઠે સૂરે, હંસે નળરાજાનાં વખાણ કરવા માંડ્યાં.

બાગમાં સખીઓ સાથે દમયન્તી રમતી હતી. એણે મીઠો સૂર સાંભળ્યો, નળરાજાનાં વખાણ સાંભળ્યાં. દોડીને એ ચમ્પા હેઠળ આવી. એને થયું, "આહાહા! કેવો સુન્દર હંસ! લાવને એને પકડીને પાળું."

કાછડો વાળીને દમયન્તી ઝાડે ચઢી.

હંસ પાસે જઈને દમયન્તીએ હાથ લાંબો કર્યો. પણ એમ કંઇ હંસ હાથ આવે? ઉડીને બીજી ડાળે બેઠો. દમયન્તી ત્યાં ગઇ, એટલે તે ત્રીજે ડાળે ઉડ્યો. ઘણી મહેનત કરી પણ હંસ હાથ આવ્યો નહિ. બિચારી થાકી ગઇ.

હંસ બોલ્યો, "એક નળ વિના દુનિયામાં મને પકડે એવું કોઇ નથી સરજાયું!"

પણ દમયન્તીને તો હંસ પકડવો'તો જ. એણે નવી યુક્તિ કરી. શરીર સંકોચી, માથે કમળનું પાન

મૂકી, હાથ ઉંચો કરી હથેળી ધરી, ને હથેળીમાં એક જાંબુ મૂકયું. જાણે કમળમાં ભ્રમર બેઠો છે! પછી ચતુર દમયન્તીએ પોતેજ ગણગણવા માંડયું. એની ખાત્રી હતી કે હવે હંસ છેતરાશે ને કમળ જાણી પાસે આવશે.

હંસ તો બધી યુક્તિ પારખી ગયો હતો; પણ એને તો ભાઇબન્ધનું કામ કરવું હતું ને? એટલે જાણે કમળ ઉપર બેસે છે એમ, હળવે રહીને એ હથેળીમાં બેઠો, ને બેઠો એવોજ દમયન્તીએ એને પકડી લીધો.

"હાશ, આટલું આટલું દોડાવી મારી ત્યારે છેવટ છેતરાયો!"

હંસ કહે, "હું કાંઇ છેતરાયો નથી. ધારૂં તો ચાંચથી આ ઘડીએ તારા હાથ તોડી નાખું ને ઉડી જાઉં. ઉડવું હોય તો."

દમયન્તીએ એને પંપાળ્યો, "અરે ભાઇ હંસલા, આપણે તો હવે ગોઠીઆં થયાં. પણ હેં હંસ! તું...."

હંસે કહ્યું "શું પૂછો છો? પૂછોને."

"હેં....તું વખાણતો'તો એ કોણ છે? શું નામ છે? નળ કે?"

"અરે! ત્રણ બ્રહ્માંડમાં એનો જોટો નથી. એના

તેજથી શરમાઇને તો સૂરજ મેરુ પૂંઠે સન્તાય છે. એના રૂપને લીધે મહાદેવજીએ રાખ ચોળી છે! એના જેવો કોઇ પુરુષ નથી. નૈષધ દેશનો એ રાજા છે.”

દમયન્તીને થયું કે “બસ, પરણુવું તો એક નળ-રાજાને જ. બીજા કોઇને નહિ.”

દમયન્તીએ હંસને બધી વાત કહી.

હંસે કહ્યું, “જોજે હં, ભલ ભલા દેવ આવે તોય વચન ન ચૂકીશ.”

વચન આપી દમયન્તી મહેલમાં ગઇ.

હંસ નૈષધદેશ તરફ ઉડચો.

× × ×

સવારનો પહોર છે. નળરાજા ને હંસ બેઠા છે, ત્યાં વિદર્ભરાજનો એક સેવક આવ્યો.

સેવકે નળરાજાને એક પત્રિકા આપી. કહ્યું, “રાજ-કુંવરી દમયન્તીએ આપી છે.”

હરખાતે હૈયે રાજાએ કંકોત્રી વાંચી. હસીને હંસ સામે જોયું. “ધન્ય છે, તને.”

હંસે વાત કરી, “ભાઇ, લ્યો એક વાત કહું. પૂર્વ-જન્મની આપણી એ કથા છે.

"ગરીબ બ્રાહ્મણ હતો. એક વાર એ કાશી જવા નીકળ્યો. વાટમાં અઘોર જંગલમાં રાત પડી ગઇ. વાઘસિંહની બીકે બ્રાહ્મણ ધ્રૂજી ઉઠયો, ત્યાં અચાનક એક ભીલ આવી ચઢયો. પાસેની નાની ગુફામાં ભીલે બ્રાહ્મણને સુવાડયો ને પોતે ચોકી કરતો બહાર બેઠો. હાથમાં તીરકામઠું રાખ્યું. રાત્રે અચાનક વાઘ આવી ચઢયો. ભીલ સામો થયો, પણ ઘવાયો ને મરી ગયો. સવારમા ભીલની સ્રી એને શોધતી શોધતી ત્યાં આવી ચઢી ને ધણીને મૂએલો જોઇ, એના શબ સાથે એ સતી થઇ. બ્રાહ્મણને ય થયું કે મારે લીધે જ આ હત્યાઓ થઇ છે, હવે મારે ય જીવીને શું કરવું? એ ય પડયો ચિતામાં.

બીજે જન્મે બ્રાહ્મણ હંસ બન્યો. ભીલભીલડી માણસ બન્યાં."

ઘડીક અટકી હંસ બોલ્યો, "રાજાજી, હું જ આગલા જન્મનો બ્રાહ્મણ, ભીલ તે તમે ને ભીલડી તે દમયન્તી. તમને મેળવવાં'તાં તે મેળવ્યાં હવે હું જાઉં છું."

નળરાજાને ઘણું યે દુઃખ થયું; પણ શું કરે? મિત્રનો ઉપકાર કાંઈ ઓછો નહોતો. એને નારાજ કેમ કરાય? આંસુભરી આંખે નળે રજા આપી. ખૂબ ખૂબ ભેટી, ઘણી ઘણી વાતો કરી, હંસ ઉડયો માનસરોવર તરફ.

સોનાને રથે બેસી નળરાજા વિદર્ભદેશ તરફ ચાલ્યા.

[ ૨ ]

"નળ પહોંચ્યો વિદર્ભદેશ, ત્યહાં મળીઆ મોટા નરેશ,
ઓહોફેર શિબિરનાં ધામ, વસ્યાં રાજા એટલાં ગામ."

વિદર્ભરાજે પુત્રી માટે સ્વયંવર આદર્યો હતો. શેદેશના રાજાઓને નોતરાં મોકલ્યાં'તાં.

સોનાને રથે બેસી, હીરાજડિત આભૂષણો પહેરી, હાથીઘોડા ને લાવલશ્કર લઇને સૌ રાજાઓ વિદર્ભદેશ માં આવી પહોંચ્યા.

વિદર્ભરાજા સૌને ઉતારા આપે છે. ઘટિત આદર-માન આપેછે.

જોત જોતામાં અસંખ્ય રાજાઓ આવી પહોંચ્યા. કેટલાય રથ, કેટલાય ઘોડા, કેટલાય હાથી ને કેટલુંય લાવલશ્કર આવાં પહોંચ્યું.

સૌના મુકામનો બન્દોબસ્ત કરી વિદર્ભરાજ મહેલે ગયા.

રાત પડી એટલે વિદર્ભરાજે પડો વજડાવ્યો, "કાલે પ્રાતઃકાળમાં સ્વયંવર મંડપમાં પધારવા સૌને આમન્ત્રણ છે."

તે રાતે ઉંઘ કોને આવે?

તેલ ફૂલેલ લગાવી, બબ્બે વાર હજામત કરાવી, સારાં સારાં કપડાં પહેરી, રાજાઓ રાતથી જ તૈયાર થઇ ગયા. રહી રહીને દર્પણમાં જુએ ને મોં મલકાવે, "દમયન્તી મને નહિ વરે તો બીજા કોને વરશે ?

કોઇને કુળનું અભિમાન હતું. કોઇને રૂપનું ગુમાન હતું. કોઇને વાણીનું ને કોઇને ધનભંડારનું. એક નળનો તંબુ શાન્ત લાગતો હતો. એ તો નિરાંતે થાક ખાતો'તો !

સ્વર્ગમાં વાત થઇ. નારદજી જઇને ઘેર ઘેર કહી આવ્યા. "કાલે દમયન્તીનો સ્વયંવર છે. સૌ વહેલા પધારજો."

દેવોએ દમયન્તીનાં વખાણ સાંભળ્યાં હતાં એટલે એમને થયું, ચાલોને આપણે ય સ્વયંવરમાં. પહેલા ઇન્દ્ર તૈયાર થયા. પછી તો અગ્નિ, વરુણ, ને યમરાજ પણ તૈયાર થયા.

વાટે જતાં ચારે દેવ ભેળા થઇ ગયા. પરણવાની ઇચ્છા સૌ સૌએ મનમાં રાખી. કહે, "આપણે તો માનવીઓનો સ્વયંવર જોવો છે."

છેવટે વાત પકડાઇ ગઇ ! સૌ હસી પડયા; પણ ચારેયના મનમાં બીક હતી કે વખતે દમયન્તી આપણને નહિ વરે તો ! તો તો ફજેતી જ થાયને ?

ચારે જણે નળરાજાને પોતાના દૂત તરીકે દમયન્તી પાસે મોકલવાનું ઠરાવ્યું. ધાર્યું કે નળ એટલું કામ તો જરૂર કરશે.

કપાળે મોટાં ત્રિપુંડ તાણી, હાથમાં પાનાં પુસ્તક લઇ, બ્રાહ્મણ વેશે ચારેય દેવ નળ પાસે આવ્યા.

નળે બ્રાહ્મણને આદરમાન આપ્યું ને વિનયથી પૂછ્યું, "મહારાજ, કેમ પધાર્યા? કાંઈ ઇચ્છા હોય તો ખુશીથી માગો."

બ્રાહ્મણ કહે, "વચન આપે તો માગીએ."

રાજાએ વચન આપ્યું.

પણ ત્યાં તો ઝળળળ ઝબાક! ચાર ઘરડા બ્રાહ્મણ બદલાઇ ગયા ને ઇન્દ્ર, વરુણ, અગ્નિ ને યમરાજા દેખાયા!

નળરાજા પગે પડ્યા, "મહારાજ, આજ્ઞા આપો."

દેવો બોલ્યા, "હે નળરાજા! અમારા વતી દમયન્તી પાસે જા ને કાલે એ અમને વરે એમ કહી આવ. એટલું કર."

માથું નમાવી નળરાજાએ આજ્ઞા સ્વીકારી.

"પણ ભગવાન! હું મનુષ્ય લોક, દમયન્તીના મહે-

ળમાં કેવી રીતે જઇ શકું ? પકડાઇ જ જાઉં ને ?"

ઇન્દ્રે કહ્યું, "યોગી વેશે જાવ. તમને બીજું કોઇ નહિ દેખે."

એક હાથમાં કમંડળ અને બીજા હાથમાં મોટો ચીપીઓ લઇ, અહાલેક કરતા, યોગીવેશે નળરાજા દમયન્તીના અન્તઃપુર પાસે આવી પહોંચ્યા.

દાસીઓ દમયન્તીને શણગાર પહેરાવતી'તી. કોઇ વસ્ત્રો સમારતી'તી, કોઇ ઘરેણાં પહેરાવતી'તી.

જોગી અંદર આવ્યા. દમયન્તી ગભરાઇને ઉભી થઇ. દાસીઓ ઉપર ગુસ્સે થઇ. દેવનાં વરદાને નળરાજાને એકલી દમયન્તી જોઇ શકતી'તી, બીજાં કોઇને એ દેખાય નહિ. સૌ કહે, "કુંવરીબા કેમ ગભરાવો છો ?"

દમયન્તીએ વાત કરી, સૌએ બારણા તરફ જોયું. છેવટે જોગીરૂપ નળનાં દર્શન થયાં. દમયન્તીએ જોગીને આદરમાન આપ્યું. એને મન કે આ કોણ હશે? આ જોગીનું રૂપ બરાબર હંસ કહેતો'તો એવું જ છે. કોણ હશે એ ?"

દમયન્તીએ પૂછયું, "મહારાજ, કેમ પધાર્યા છો ? આજ્ઞા આપો."

"દેવોનો હું દૂત છું, દેવો કાજે આવ્યો છું. ઇન્દ્ર

ને વરુણ, અગ્નિ ને યમ એ ચારે દેવ આવ્યા છે. કહે છે, 'દમયન્તી વરમાળ પહેરાવે તો પહેરવી છે. એને અમારે અમર કરવી છે.'"

દમયન્તી સાંભળી રહી. થોડી વારે બોલી "મહારાજ, શું કરૂં? એક નળ વિના મારે બીજા કોઇ સાથે વરવું નથી. મહારાજ, આપ હવે પધારો."

"અરર! દમયન્તી! નળ તો એક પામર માનવી છે. કાલે ઉઠી મરી જશે! આ તો અમર લોકની વાત છે. અમર થઇશ ને મઝા કરીશ!"

દમયન્તી કાંઇ બોલી નહિ.

કહે, "બોલ, ત્યારે દેવોને હું શું કહું? તારી ઇચ્છા શી છે?"

દમયન્તીએ કહ્યું, "મહારાજ, ચારે દેવોને મારા પ્રણામ કહેજો. કહેજો, 'દમયન્તી તો એક નળને વરી ચૂકી છે.'"

રાતી આંખે જોગી બોલ્યા, "ગાંડી છે! હાથ આવેલો કોળીઓ નથી ખાતી? દેવને નિરાશ કરવાથી શો લાભ પામીશ?"

"મહારાજ, લાભ ને હાનિ જે હોય તે નળ. નળ વિના દમયન્તી કોઈને વરમાળ નહિ આરોપે. આપ હવે પધારો."

દમયન્તી જરાક કોરે ખસી.

જોગીરાજ ઉભા થયા.

ધીમાં ડગલાં ભરતો જોગી આગળ ચાલ્યો. એ થોડેક ગયો ત્યાં દમયન્તી ધીમેથી બોલી, "મહારાજ, જોગીરૂપે તમે કોણ છો? સાચું ન કહો તો દેવની આણ."

હવે શું કરવું? દેવની આણ દેવાઇ એટલે સાચી વાત કહેવીજ પડે ને? નળે બધી વાત કરી.

દમયન્તી હસી ઉઠી.

"મહારાજ, સ્વર્ગનાં સુખ નથી જોઇતાં, અમરેય નથી થવું. મારે તો તમારી સાથે જ વરવું છે."

"ઠીક," કહી નળ ચાલ્યો ગયો.

[ ૩ ]

પ્રાતઃકાળ થયો. સ્વયંવરની વેળા થઇ. સૌ રાજાઓ મંડપમાં પધાર્યા.

કેળના સ્થંભ શોભ્યા'તા. ચોપાસ મદગળતા હાથી ઝુલતા'તા, મિનાકારીનો મંડપ હતો, જાત જાતનાં ચિત્રો ચીતર્યાં'તાં, ભાત ભાતની વેલો કાઢી'તી. અબીલ ગુલાલ ઉડતાં'તાં, ધૂપસળીઓ સળગતી'તી, ધીમે મૃદંગ વાગતું'તું, મીઠાં ગીત ગવાતાં'તાં.



સ્વયંવર મંડપમાં દમયન્તી

સૌ રાજાઓ આવ્યા ને પોતપોતાને આસને બેઠા. ભીમકરાયે સૌનાં નામ લખાવી રાખેલાં.

એક ઘડી વીતી ગઇ. "હજી દમયન્તી કેમ નીકળતી નથી? હજી કોણુ બાકી છે? પેલું સિંહાસન હજી ખાલી કેમ છે? ઉપર કોનું નામ છે?

નૈષધપુરના મહારાજાશ્રી
નળરાજ

હં, કહે છે, બહુ રૂપાળો છે એ કે? હમણાં ખબર પડશે."

ત્યાં તો છાની છાની વાત ચાલી. "એ નળ આવ્યો! એ નળ આવ્યો!" ઉંચા થઇ થઇને સૌ દ્વાર તરફ જોઇ રહ્યા.

જરકશી જામો પહેર્યો છે, માથે મુગટ શોભે છે, ધીમી ગતિએ રાજા નળ ચાલ્યો આવે છે.

નળરાજા સિંહાસને બિરાજ્યા.

હીરાજડિત પાલખીએ બેસી, કીંમતી વસ્ત્રાભૂષણ પહેરી, દમયન્તી મંડપમાં આવી. હાથમાં વરમાળા શોભતી હતી.

એક એક રાજા સામે જોતી જાય ને આગળ આગળ

ચાલી જાય. ચતુર દાસીઓ એના મનની વાત સમજી જાય.

કોઇ ડોક લાંબી કરે! કોઇ સિંહાસનેથી ઉંચા થાય! કોઇ બન્દીજન પાસે ગુણ ગવરાવે! કોઇ મૂછ મરડે ને કોઇ ખોંખારા કરે!

પણ દમયન્તીને એકે ય રાજા ગમે નહિ!

એમ કરતાં પાલખી બધે ફરી વળી. દમયન્તી બધાં સિંહાસન જોઇ વળી. એક નળરાજાનું આસન બાકી રહ્યું.

સૌ કહે, "અરે, છે શું? આને એકે ય રાજા ગમે છે કે નહિ? કે બધાની ફજેતી જ કરે છે?"

ત્યાં તો દમયન્તીએ સાન કરી ને દાસીઓએ નળ રાજાના સિંહાસન તરફ પાલખી લીધી. સૌએ આશા મૂકી દીધી. સૌને થયું, હવે તો એ નળને જ વરમાળા પહેરાવશે!

પણ અરે! આ શું? દમયન્તી વરમાળ ધરીને ઉભી કેમ રહી! નળરાજાને ય નહિ પહેરાવે કે શું?

સૌ રાજાઓ એક જ નળને જોતા હતા, પણ દમયન્તી ગુંચવાતી'તી. એને તો પાંચ નળ જણાતા'તા! એક સાચો નળ અને બીજા પેલા દેવ લોકો!

દમયન્તી કહે, "અરે, આ શું કૌતુક? એક નળની

વાત સાંભળી'તી, પણ આ તો પાંચ નળ છે! હવે વરમાળા કોને પહેરાવું?"

પેલા ચારે બનાવટી નળ ઉભા થઇને ડોક ખરતા'તા! બાપડી દમયન્તી ગુંચવાતી'તી.

છેવટે દમયન્તી થાકી. એને ગઇકાલની પેલી વાત યાદ આવીઃ વખતે દેવોએ આ તર્કટ તો ન રચ્યું હોય? બે હાથ જોડી, દીનભાવે દમયન્તી બોલી, "હે દેવાધિદેવ, હું તો પામર છું. મને શીદ પજવો છો? દેવ હોય એ તો મારે ભીમકપિતાના જેવા છે! પ્રભુ, દર્શન આપો."

ચારે દેવ પ્રસન્ન થયા. દેવરૂપે દર્શન દીધાં. દમયન્તીને આશિષ આપી, "તમારી જોડ જુગજુગ જીવો. બેટા, તારા હાથ પાવન થજો, હાથમાં અમૃત વસજો."

પછી દેવે નળરાજાને ય આશીર્વાદ આપ્યા.

ઇન્દ્રે કદી ન કરમાય એવી કમળમાળ આપી ને અશ્વમન્ત્ર આપ્યોઃ ઘોડાને પવનવેગી કરવાનો!

અગ્નિએ ય બે વર આપ્યા. "જ્યાં સ્મરણ કરીશ ત્યાં હાજર થઇશ. મારાથી તું કદિ દઝાઇશ નહિ."

ધર્મ કહે, "તું રાજ્ય કરે ત્યાં કદિ રોગ નહિ થાય, તારી વાત ચાલે ત્યાં કોઇનું મરણ નહિ થાય."

વરુણે પણ બે વરદાન આપ્યાં. એક તો સંભારતામાં હાજર થવાનું ને બીજું અમૃતભર્યો હાથ થવાનું.

આશીર્વાદ દઇ દેવલોક અદૃશ્ય થયા.

દમયન્તીએ હળવેથી નળરાજાના કંઠમાં વરમાળ આરોપી.

દુંદુભિના નાદ થયા, ઢોલ શરણાઇ ગાજી ઉઠયાં, મંડપમાં જયજયકાર થઇ રહ્યો.

નળ–દમયન્તીનાં લગ્ન થયાં.
વાજતેગાજતે સૌ વદાય થયાં.

[ ૪ ]

"જો નળે પરણવા દીધો નહિ,
આજથી લાગું પૂંઠે થઇ."
પ્રેમાનન્દ

ભીમક રાજાએ દમયન્તીને ઘણી ઘણી ભેટો આપી: હાથીઘોડા આપ્યા, સોનામહોરેભર્યો સો રથ આપ્યા, એક હજાર દાસીઓ આપી.

પછી નળ–દમયન્તીને વદાય કર્યાં. હસતાંરમતાં સૌ નૈષધ તરફ ચાલ્યાં.

પણ ત્યાં વાટમાં જ વિકરાળ, કપટી કળિ સામો

મળ્યો. પાડા ઉપર બેઠેલો, માથે સગડી મૂકેલી, ડોકમાં લોઢાનાં ઘરેણાં પહેરેલાં! રાક્ષસ ખરોને?

એણે વાત જાણીઃ દમયન્તી તો નળરાજાને વરી. એને મન તો એમ જ હતું કે "બસ, દમયન્તી મને જ વરશે. જાઉં એટલી જ વાર છે."

કળિએ નળ–દમયન્તીને દીઠાં, એમનું સુખ દેખી એના હૈયામાં અદેખાઇ પ્રકટી. એણે પણ લીધું કે "બસ, આજથી નળરાજા મારો દુશ્મન થયો. એનું ખેદાનમેદાન કરી નાખું તો જ મારૂં નામ કળિ સાચું!"

નળ–દમયન્તી નૈષધપુર પહોંચી ગયાં. કળિ પૂંઠળ પડયો હતો; પણ નળરાજા તો ધર્મધ્યાન આચરતા'તા, પુણ્યદાન કરતા'તા; ત્યાં કળિનું શું ચાલે?

એ દિવસરાત નૈષધપુરની આસપાસ ફર્યો કરે. પણ અન્દર જવાનો લાગ ન મળે!

એમ કરતાં કેટલાંય વર્ષ વીતી ગયાં. દમયન્તીને બે બાળક થયાં: એક પુત્રને બીજી પુત્રી.

પણ એક દિવસ નળરાજાની ભૂલ થઇ ગઇ. પગ ધોતાં પાની કોરી રહી ગઇ. ને કળિને અન્દર પેસવાનો માર્ગ મળ્યો!

રાજી થતો કળિ અન્દર ધડીક બેઠો. પછી એને

થયું કે ચાલને પુષ્કર પાસે જાઉં ને બે ભાઈને વઢાડું.

કળિ પુષ્કરને મળવા ચાલ્યો.

નળને એક પિતરાઈ ભાઈ હતો. વનવગડામાં જઈને તપ તપતો હતો. ત્યાં કળિ આવ્યો.

પુષ્કરને રહેવાની ગુફા પાસે આવીને બ્રાહ્મણરૂપી કળિએ કલ્પાંત કરવા માંડયું. પુષ્કરે અવાજ સાંભળ્યો. બહાર આવીને એણે પૂછયું, "અરે મહારાજ! આપને શું દુઃખ છે? રડો છો કેમ?"

બ્રાહ્મણ બોલ્યો, "અરે! દુભાગી પુષ્કર, હું તો તારે દુઃખે દુઃખી છું. તારૂં દુઃખ મને સાલે છે!"

"કેમ મહારાજ?"

"ભાઈ, તારા પિતા મારા પરમ મિત્ર હતા. એ તો ગયા; પણ આજે ઘણે દિવસે તારી પાસે આવ્યો. અરેરે! પણ ભાઈ! તને આવું દુઃખ વેઠતો જોઈ મારૂં તો કાળજું કપાઈ જાય છે. એકલપેટો નળ નૈષધ દેશનું રાજ કરે છે, ખાય છે, પીએ છે ને મજા કરે છે ને તું અહીં ભૂખે મરે છે! અરે દેવ!"

પહેલાં તો પુષ્કરને ભાઈ ઉપર જરા યે રીસ નહોતી પણ દુષ્ટ કળિનો સંગ થતાં એનીય મતિ ફરી ગઈ.

એને થયું કે "હું એકલો નળ રાજ શેનું ભોગવે? મારોય ભાગ ખરોને?"

પુષ્કર બ્રાહ્મણને નમસ્કાર કરી બોલ્યો, "અરે! નળ શું કરતો'તો? આજેજ હું નૈષધપુર જઈને મારા ભાગનું રાજ લઈશ."

"પણ તું તો ભોળો છે. ભાઈ, એ કપટી નળ તને છેતરશે. તને કાંઇ નહિ આપે. હું કહું એમ કરીશ તો કંઈક મળશે ખરૂં."

"શું મહારાજ?"

"જો, હું પોઠીઓ બનું છું. નળ પાસે જઈને તું કહેજે કે, 'ભાઈ, આપણે જુગટું રમીએ. એક તરફ મારો પોઠીઓ ને બીજી તરફ તારૂં રાજ' જોજે જરા હોશિયારી રાખજે."

પુષ્કર તૈયાર થયો.

કળિ પોઠીઓ થયો.

પોઠીઓ લઈ પુષ્કર નળરાજા પાસે આવ્યો. રાજાએ એને આદરમાન આપ્યું.

વાત કરતાં વાત કાઢી પુષ્કરે જુગટું રમવા જણાવ્યું. નળરાજામાં એક વાર કળિ પેઠેલો એટલે એમણેય હા પાડી!

દમયન્તી ઘણુંય રડી, ઘણુંય કરગરી; પણ નળરાજાએ એનું કહેવું માન્યું નહિ.

બન્ને જણ રમવા બેઠા.

પુષ્કરે પેલો પોઠીઓ મૂક્યો; નળે આખું રાજ મૂક્યું.

રમત શરૂ થઇ ને પાસા ફેંકાયા.

નળરાજા રમવામાં એક્કા હતા; પણ અરે! આ શું? આ વખતે પોબાર કેમ નથી પડતા? પાસા અવળા જ પડે છે કેમ? કળિનું કારસ્થાન તો નહિ હોય?

ને પુષ્કરનું શું?

પાસો નાખે ત્યાં તરત એના પોબાર પડે! રમતે રમતે એ જીતે!

નળરાજાએ તો રાજપાટ ગુમાવ્યું. ઘરગામ ગુમાવ્યું, દરદાગીના ગુમાવ્યા.

કળિ નળને કહે, "હવે શું મૂકો છો? હવે તો તમારી પાસે એક દમયન્તી રહી છે. મૂકો મૂકવી હોય તો એને."

પણ નળરાજાએ માથું ધુણાવ્યું. પાસા ફેંકી એ ઊભા થયા. "બસ, હવે નથી રમવું."

પાપી પુષ્કરે હુકમ કર્યો, "ઠીક છે. હવે તો રાજ-પાટ મળ્યું છે. આ ઘડીએજ અહીંથી બન્ને જણ ચાલ્યાં જાવ. ખબરદાર, એક પળ થોભ્યાં છો તો."

નળ–દમયન્તી પહેર્યે લુગડે ને ભારે હૈયે મહેલ બહાર નીસર્યાં. પુષ્કરે આખા નગરમાં પડો વજડાવ્યો. "આજથી પુષ્કરરાજની આણ ફરે છે. એમની આજ્ઞા છે કે નળ–દમયન્તીને કોઇએ પાણીનું ટીપું સરખુંય આપવું નહિ. ખબરદાર કોઇએ આપ્યું છે તો."

પુરજનો ત્રાસી ગયાં.

બારણાં વાસી બેસી રહ્યાં!

એક ઋષિ સાથે નળરાજાએ બન્ને બાળકોને એમને મોસાળ મોકલ્યાં. નળરાજાએ દમયન્તીને કહ્યું, "તુંય સાથે જા."

પણ પગે પડી દમયન્તીએ કહ્યું, "મહારાજ, હું તો આપની સાથે જ આવીશ. અહોનિશ આપની સેવા કરીશ."

દમયન્તીને લઇ નળરાજા નગર બહાર નીકળ્યા. પુષ્કરને ભયે એમને કોઇએ પાણી સરખુંય પાયું નહિ!

સાત દિવસ વીતી ગયા. આખા રાજમાં પુષ્કરની આજ્ઞા ફરી વળી'તી, એટલે કોઇએ એમને અન્નપાણીય ન આપ્યું!

છેવટે બન્ને જણ જંગલમાં નીકળી ગયાં. કહે, "જે થાય એ ખરૂં."

× × ×

અઘોર જંગલમાં નળ–દમયન્તી ચાલ્યાં જાય છે. પાછળ કળિ પડ્યો છે!

દમયન્તીની કોમળ કાયા કમ્પે છે, ભૂખે હાથપગ ઢીલા પડ્યા છે, મુખ ઉતરી ગયું છે, તોય એ નળની પાછળ પાછળ ચાલી જાય છે.

એમ કરતાં વન મધ્યે એક સરોવર આવ્યું. બેઉ જણે સરોવરમાં ઉતરી ખૂબ પાણી પીધું. પણ રાતદિવસના ઉપવાસ હતા! વનફળ કાંઇ મળતાં નહોતાં! એકલા પાણીથી કાંઇ ભૂખ ભાગે?

એટલામાં નળરાજાને થયું, ચાલને થોડાંક માછલાં પકડું. થોડું ઘણું જે ખાવા મળ્યું તે. કળિએ જ સૂઝાડ્યું!

નળરાજાએ સરોવરમાં જઇને આમતેમ માછલાં ખોળવા માંડ્યાં. પણ કળિના પ્રભાવે એકે માછલું મળે નહિ. છેવટે મહામુશ્કેલીએ ત્રણેક માછલાં હાથ આવ્યાં.

માછલાં લઇને રાજા દમયન્તી પાસે આવ્યા ને એ એને સેકવા માટે આપ્યાં. પોતે બીજાં માછલાં શોધવા ગયો.

બાપડાં ભૂખને દુઃખે પાપ કરવાય તૈયાર થયાં!

દેવતા સળગાવી દમયન્તીએ માછલાં સેક્યાં તો ખરાં; પણ સેકેલાં માછલાંને એ જ્યાં અડકી ત્યાં તો ત્રણેય માછલાં જીવતાં થઇ ગયાં અને ટપ ટપ કરતાં પાણીમાં જઇ પડયાં!

વધારે માછલાં ન મળ્યાં એટલે નળરાજા પાછા આવ્યા ને પેલાં માછલાં માગ્યાં.

બિચારી દમયન્તી શું આપે? બોલેય શું? દમયન્તીની આંખમાંથી ગર ગર આંસુ ગરવા લાગ્યાં. રડતાં રડતાં એણે બધી વાત કરી. પણ રાજાએ એની વાત માની નહિ. એ કહે, "પાપિણી, તેં એકલીએ જ તારૂં પેટ ભર્યું છે. ને ઊલટું જુઠું બોલે છે!"

દમયન્તીએ રડતાં રડતાં ઘણીએ ના કહી, પણ માને કોણ?

"ઠીક, ચાલ આગળ." કરી નળરાજા આગળ ચાલ્યા. દમયન્તી પૂંઠળ ચાલી.

થોડેક છેટે એક મોટો હંસ બેઠેલો જણાયો. સાચો હંસ નહિ, કળિએ બનાવેલો માયાવી હંસ! નળે તો એને ખરેખરો હંસ માની લીધો. હળવે હળવે જઇને પોતાનું એકનું એક વસ્ત્ર એના ઉપર નાખ્યું. એને મન કે હંસ પકડાશે એટલે ઠીક થશે. પણ ત્યાં તો

ફડ ફડ કરતો માયાવી હંસ ઉડયો ઉંચે આકાશમાં. સાથે નળરાજાનું એકનું એક વસ્ત્ર પણ લેતો ગયો !

અઘોરવનમાં જયાં એક વસ્ત્ર પણ મળે નહિ, જયાં એક પૈસોય મળે નહિ, ત્યાં શું કરવું ? નવું વસ્ત્ર કયાંથી લાવવું ? પહેરવું શું ?

છેવટે દમયન્તીએ પોતાનો વસ્ત્રનો અડધો ભાગ નળરાજાને પહેરાવ્યો.

ને બન્ને જણુ એક લુગડાભેર આગળ ચાલ્યાં ! જેને ઘેર નાણુંનો તોટો નહોતો, વસ્ત્રાભૂષણુનો સુમાર નહોતો, તેની વસમી વેળા આવી ! શું કરે ?

બિચારાં બન્ન જણુ આગળ આગળ ચાલ્યાં જાય છે. પાપી કળિ પૂંઠે જ ચાલે છે. વાડીઓ ઉજ્જડ કરે છે, વનફળ સૂકવી દે છે, તળાવસરોવર શોષી લે છે ! એને તો દુઃખ જ દેવું છે ને ?

એમ કરતાં રાત પડી. થાકી જઇ બન્ને જણુ એક શીલા ઉપર પડયાં ને ભૂખના દુઃખથી ઉંઘી ગયાં.

અડધી રાત થઈ. એટલે અચાનક નળરાજા જાગી ઉઠયા. એમણે ઉંઘતી દમયન્તી તરફ જોયું. અન્ધારામાં ય, થાકયા છતાં ય, દમયન્તીના મોં ઉપર તેજ ચમકતું હતું. નળે એ જોયું, પણ એટલામાં એને પેલાં માછલાંની

વાત યાદ આવી. એને થયું, "પાપિણીએ પેટ ભર્યું છે તેથી કેવી નિરાંતે ઘોરે છે!"

જે એક પળેય દમયન્તીને વિસરતા નહિ, તે નળરાજા આજ કળિના યોગે દમયન્તીને તિરસ્કારવા લાગ્યા!

"આ ખોખરીનું મારે હવે કામ શું? ભલેને એકલી ભટકે ને એનું પેટ ભરે. ચાલને, હું ક્યાંક ચાલ્યો જાઉં." નળરાજા બેઠા થવા ગયા પણ ન થવાયું. એક જ લુગડું હતું ને!

પણ નળરાજાને ચાલ્યા જ જવું હતું. એમણે આમતેમ જોયું, ત્યાં તો કળિ છરી થઈને પડેલો! વહેલે વહેલે રાજાએ છરી વડે લુગડું કાપી, ઉભા થઈને દોટ મૂકી.

"બસ, આ પાપિણીનું હવે મોં નહિ જોઉં."

એકશ્વાસે નળરાજાએ દોટ મૂકી. એક ગાઉ કાપી નાખ્યો. પણ એટલામાં દમયન્તી સાંભરી, અરેરે! બિચારી અઘોર વનમાં ઝૂરી મરશે. છળી મરશે!

નળરાજા પાછા આવ્યા! પણ ફરી પાછા દમયન્તી પર ગુસ્સે થયા ને ફરી દોટ મૂકી.

સાતવાર નળરાજા પાછા આવ્યા ને સાતવાર પાછા ગયા; છેવટે મૂઠીઓ વાળીને એમણે દોટ મૂકી. એક ઘડીમાં કેટલાય ગાઉ દૂર નીકળી ગયા.

× × ×

દમયન્તી જાગી ઉઠી. એકલી જાણી છળી ઉઠી. "અરે! મહારાજ ક્યાં?"

દમયન્તીએ બે ત્રણ બૂમો પાડી જોઈ; પણ કોણ બોલે?

બેબાકળી દમયન્તી ઉભી થઈ ને આમતેમ ફરી નળરાજાને શોધવા લાગી.

અઘોર વનમાં કાંટાકાંકરા ઉપર દમયન્તી આમ તેમ ફરે છે, 'નળ' 'નળ' પોકારે છે. આખી રાત દમયન્તીએ શોધ કરી પણ નળનો પત્તો ન લાગ્યો.

સવાર પડ્યું. દમયન્તીને મન તો નળનું જ ધ્યાન છે. આમતેમ ફરી એ નળરાજને શોધે છે. આંખે આંસુ વહે છે, હાથપગ ધ્રુજે છે, કાયા કંપે છે. ઝાડે ઝાડે ફરે છે. ઉંચા ઝાડને વિનવે છે. "બાપુ, ક્યાંય નળ-રાજાને દીઠા?" ઉંચા ટેકરાને કહે છે, "બાપુ, નળ બતાવો!"

બેબાકળી દમયન્તી આમતેમ દોડે છે. વાટે મોટા વાઘસિંહ મળે છે. એને એ કહે છે "બાપુ, નળ બતાવો" "નળ બતાવો."

છૂટો ચોટલો, ફાટેલું વસ્ત્ર ને કકળતી કાયા દેખી વન વનનાં પશુ પંખીઓ ય દૂર દૂર નાશી જાય છે! બિચારી એકલી ટળવળે છે!

એમ કરતાં બપોર થયા. ભર જંગલમાં એક પારધી ફરતો હતો. શિકાર કરવા આવ્યો'તો. એણે દમયન્તી જોઈ. એ કહે, "અરે! આ તે કોઈ ડાકણ છે કે શું?"

એટલામાં દમયન્તીએ ચીસ પાડી; "હે નળરાજા! બચાવો, બચાવો." પારધીએ જોયું: એક મોટા અજગરે દમયન્તીનો પગ પકડયો'તો. ધીરે ધીરે એને ગળતો હતો!

દોડીને પારધીએ અજગરને મારી નાખ્યો ને દમયન્તીને છોડાવી.

દમયન્તી કહે, "ભાઈ, કયાંય નળરાજાને દીઠા? બાપુ, બતાવને."

પણ પારધી કાંઈ સમજ્યો નહિ. એને એટલું થયું કે "આ કોઈ માનવી છે. ડાકણ નથી."

"ચીબું 'નળ' 'નળ' શું કરે છે. હાલ્ય મારી હારે. તને હારૂ હારૂ ખવરાવીશ ને હારૂ હારૂ પહેરાવીશ."

દમયન્તીએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું, ને 'નળ' 'નળ' પોકારતી એ બીજી તરફ દોડી.

પણ દોડીને પારધી એની પાસે ગયો "ચીબું સીધી સીધી હાલકે: નહિ તો...."

પાપી પારધીને શું? દોડીને એ દમયન્તીને પકડવા ગયો. પણ....પણ જ્યાં પાસે જાય ત્યાં તો અરે! શું થયું? આ ભડકો શાનો? આ તેજ શાનું? ને પારધી ક્યાં?

અરે રામ! સતીને અડકવા જતાં બિચારો બળી મૂઓ! પાપ પ્રકાશ્યું!

× × ×

પેલી તરફ દોટ મૂકીને નળરાજા કેટલેય દૂર નીકળી ગયા. બપોર ચઢ્યા એટલે જરાક થાક ખાવા બેઠા. થોડીવાર થઇ એટલામાં એમણે બૂમો સાંભળી, " હે નળરાજા! હે નળરાજા! બચાવો, બચાવો."

નળરાજા સફાળા ઉઠ્યા "અહો! દમયન્તીને દુઃખ પડ્યું લાગે છે. બાપડી મને બોલાવે છે!"

દોડીને નળરાજા અવાજ તરફ દોડ્યા; પણ ત્યાં દમયન્તી નહોતી. ભડ ભડ દવ બળતો'તો વચ્ચે મોટો નાગ તરફડતો'તો, દીન સ્વરે પોકારતો'તો, "હે નળરાજા! બચાવો, બચાવો. ઉગારો, ઉગારો."

નળરાજાએ દોટ મૂકી. ભડ ભડ સળગતા અગ્નિમાં પડીને નળરાજાએ નાગને ઉંચકી લીધો ને ખભે ચઢાવી બહાર કાઢ્યો.

નાગને જરા શાતા વળી એટલે પ્રણામ કરીને એ બોલ્યો, "હે નળરાજા! તારું કલ્યાણ હજો."

નળે પૂછ્યું, "ભાઇ, કોણ છો તમે? નાગે પોતાની બધી વાત કરી. એને એક ઋષિને શાપે નાગ થઇ બળવું પડતું'તું. નળરાજા ઉગારે ત્યારે જ ઉગરાય એમ હતું!

નળ કહે, "ઠીક ભાઇ, હવે જા તારે ઘેર."

નાગ બોલ્યો "નળરાજા, તમે મને જીવતદાન આપ્યું. તમે મારી પાસેથી કંઇક માગી લ્યો."

નળરાજાએ ડોકું ધુણાવ્યું: "ના રે ભાઇ, મારે કશુંય ન જોઇએ."

પણ નાગ કહે, "એમ ન થાય. મારે બદલો તો વાળવો જ પડેને?"

સરૂરૂરૂ કરતેકને પાસે દોડી જઇ સાપે નળરાજાને ફૂંક મારી! શું થયું? એ તો નાગની ફૂંક! ઝેરી ફૂંક! નળરાજાનું આખું શરીર કદરૂપું થઇ ગયું, ચામડી બધી કાળી પડી ગઇ, કોઇને દીઠાય ન ગમે એવા થઇ ગયા!

નળરાજા જરા હસ્યા. "અરે ભલા નાગ! તેં તો ઠીક ઉપકાર ઉપર અપકાર કર્યો!"

પણ ધીમે રહીને નાગે બધી વાત કરી : "મહારાજ મેં કાંઇ ખોટું નથી કર્યું, પરદેશમાં ભટકતાં તમને કયાંય ચાકરી ન મળત. આ તો હવે કોઇ જાણે નહિ કે તમે નળરાજા છો. લ્યો, આ બે વસ્ત્ર. કામ પડે ત્યારે પહેરશો એટલે હતું તેવું શરીર થઇ જશે."

નમસ્કાર કરી નાગ ઘર તરફ વળ્યો. નળરાજા આગળ ચાલ્યા

ફરતાં ફરતાં નળરાજા અયોધ્યાના રાજમાં આવી પહોંચ્યા. રાજા ઋતુપર્ણને ત્યાં ચાકરી રહ્યા.

રાજા કહે, "અલ્યા બાહુક, તને આવડે છે શું ?"

"મહારાજ, પવનવેગે રથ હાંકી જાણું છું, ઘોડા ફેરવી જાણું છું, રસોઇ કરી જાણું છું."

ઋતુપર્ણ રાજાએ હસતાં હસતાં બાહુકને હય-શાળામાં ચાકર રાખ્યો.

નોકર બનેલા નળરાજા રોજ ઘોડાંને ધમારે, ખરેરો કરે ને ફેરવી આવે. સૌ એમને 'બાહુક' કહે. બાહુક જેવા જ હતાને ? ટુંકડા હાથ ને કાળું શરીર ! ટુંકડી તંગડી પહેરે, માથે નાનો રૂમાલ વિંટે, ઘડીએ ઘડીએ ડચકારા બોલાવે ને બોલતાં બોલતાં આંખો પટપટાવે ! નાનાં છોકરાં તો એને જોઇને ગભરાઇ જાય !

× × ×

પાપી પારધી બળી મૂઓ ને દમયન્તી આગળ ચાલી.

ચાલતાં ચાલતાં એને વણજારાની પોઠ મળી. પોઠનાં માણસોએ ધાર્યું કે આ તો ડાકણ છે. સૌએ એને મારવા માંડી.

દૈવયોગે કોકે દમયન્તીને છોડાવી. 'નળ' 'નળ' પોકારતી દમયન્તી આગળ ચાલી.

એમ કરતાં કેટલેક દિવસે દમયન્તી પોતાની માશીના રાજમાં પહોંચી

દમયન્તીએ પોતાનું નામઠામ કોઈને કહ્યું નહિ. કહ્યું કે "એક દુખીઆરી છું. પેટ માટે રહેવા આવી છું."

માશીને ઘેર પોતાની બ્હેન ઇન્દુમતીની દાસી તરીકે દમયન્તી રહેવા લાગી ને નળનું સ્મરણ કરવા લાગી.

થોડા દિવસ વીતી ગયા. પણ કળિને આ કેમ ગમે?

દમયન્તીને કંઇક દુ:ખ પડે એવો પેંતરો રચવા કળિ તત્પર થયો.

એક વાર ઇન્દુમતી નહાવા બેઠી, હીરાનો હાર પાસેની ખીંટીએ ભરાવ્યો. દમયન્તી બહાર કામ કરતી'તી.

નાહી ઉઠયા પછી ઇન્દુમતીએ ખોળ કરી; પણ હાર ન મળ્યો! એને થયું કે અહીં બીજું કોણ આવે! એ તો પેલી દાસીનાં જ કામ. એણે દમયન્તીને પૂછી જોયું, પણ દમયન્તીએ ના પાડી. "બ્હેનબા, મેં હાર દીઠો નથી."

ગુસ્સે થએલી ઇન્દુમતી મા પાસે દોડી ગઇ. "બા, બા, પેલી દાસીએ હાર ચોર્યો છે ને માગીએ છીએ ત્યારે આપતી નથી."

ભાનુમતીએ તપાસ કરી જોઇ. પણ દમયન્તી હાર કયાંથી લાવે? લીધો હોય તોને?

પણ માદીકરી કહે, "નહિ બસ, એ તારૂં જ કામ છે. હાર આપ નહિ તો........"

દમયન્તીની આંખમાંથી દડદડ આંસુ પડયાં. "અરેરે! મારા ઉપર આવું આળ! રડતાં રડતાં દમયન્તી બોલી,

"બાઇ, હાર તમારો જડજો.
લેનારૂં તે ફાડી પડજો."

ત્યાં તો કડાક દઇને ટોડલો ફાટયો ને ધબ દઇને હાર નીચે પડયો! માદીકરી તો જોઇ જ રહ્યાં.

કળિનું એ કપટ હતું. દમયન્તીને માથે આળ

ચઢાવવા એણે હાર ટોડલામાં મૂકી દીધો!

માહીકરી રાજી થયાં ને દાસી ઉપર હમ્મેશ જેવું હેત રાખવા મંડયાં.

× × +

ભીમકરાજાને ત્યાં બન્ને છોકરાં પહોંચ્યાં. રાજારાણીએ બધી વાત સાંભળી. સૌ રડવા લાગ્યાં. અરે રે! બાપડી સુકુમાર દમયન્તી! અરે રે! નળરાજા! તમારે માથે આ શો જુલમ? તમારે માથે દુઃખના આ શા ડુંગર?

કલ્પાંત કરતાં રાજારાણીએ દેશેદેશ માણસ મોકલ્યાં "નળ–દમયન્તીને ખોળી કાઢો ને ઝાઝાંમાન દઇ તેડી લાવો."

હજાર હજાર સેવકો છૂટયા.

વણજારાની એક પોઠ આવી. વડા વણજારાને રાજા પૂછે છે, "અરે ભાઇ, તમે કયાંય નળ–દમયન્તીને દીઠાં? દીઠાં હોય તો કહો. લાખ ટકા રોકડા આપું."

"હા મહારાજ, વનવગડામાં એક સ્ત્રી દીઠી'તી. ફાટયાંતૂટયાં લુગડાં હતાં, વિખરાએલા વાળ હતા, હાથેપગે ઉઝરડા પડયા'હતા, 'નળ' 'નળ' બોલતી'તી! વખતે આપણાં કુંવરીબા હોય! બાપજી, અમને શી ખબર: નહિ તો તેડી લાવત!"

રાજાએ એ જંગલ તરફ માણસ મોકલ્યાં. સાથે વ્હાલા સુદેવ ગોરનેય મોકલ્યા.

એક હાથમાં તુંબડી ને બીજે હાથે લાકડી રાખી સુદેવ ગોર ફરતા હતા, નદીનાવણ જોતા હતા, ઘાટે ઘાટે ફરતા હતા, દમયન્તીને ખોળતા હતા.

એમ કરતાં સુદેવે વાત સાંભળી કે ભીમકરાજનાં સાળી, દમયન્તીનાં માશી, ભાનુમતી વ્રત ઉજવે છે, યજ્ઞયાગ કરાવે છે, બ્રાહ્મણોને જમાડે છે.

સુદેવ ભાનુમતીના નગરમાં આવ્યાં. વ્રત ઉજવાતું'તું, મોટો યજ્ઞ ચાલતો હતો.

સુદેવ યજ્ઞમંડપમાં આવ્યા. રાણીએ આસન આપવા માંડયું, પણ સુદેવ બેઠા નહિ. એ તો ટગર ટગર જોવા મંડયા સ્ત્રીઓ બેઠી હતી એ તરફ. પણ સુદેવે નિસાસો મૂકયો, "અહીં દમયન્તી કયાંથી હોય? ને હોય તો અહીં કાંઈ છાની રહે?"

સૌને થયું, આ બ્રાહ્મણ જુએ છે શું? નિસાસા કેમ મૂકે છે?

ત્યાં તો કોઈ ઉભું થયું. હળવે હળવે પાસે આવ્યું. ફાટયાંતૂટયાં વસ્ત્રો હતાં, લુખ્ખાસુક્કા વાળ હતા, શરીર બધું સૂકાઇ ગએલું. "હં, આ તો ઇન્દુમતીની દાસી છે. સુદેવને ઓળખતી લાગે છે!"

સુદેવે ધ્યાન દઈને જોયું, ઘરડી આંખ મચમચાવી ને જોયું. "અરે! જાગું છું કે ઉંઘું છું?"

સુદેવની લાકડી પડી ગઈ. ધબ દઈને તુંબડીય હેઠે પડી. "બેટા દમયન્તી!"

"પ્રભુ સુદેવ!"

બેય જણને ઓળખાણ પડયું. બેય જણને રોવું આવ્યું.

સભા આખી દિંગ થઇ ગઈ. આ દાસીને આજ શું થયું? આંખમાંથી આંસુ પડે છે, હાથપગ કમ્પે છે. સુદેવનીય એવી દશા કેમ છે?

ત્યાં તો ભાનુમતી પાસે આવ્યાં. એમણે પૂછયું, "સુદેવ ગોર, શું છે? તમે આને ઓળખો છો? શા દુઃખે તમે રૂઓ છો?"

સુદેવે વાત કરી, "બ્હેન, આ દુખીઆરીને તમે ન ઓળખી? અરેરે! બિચારી દમયન્તી! એની આવી દશા!"

"હેં, મારી મીઠડી દમયન્તી!"

ભાનુમતીએ દાસી સામે જોયું. હવે બરાબર ઓળખાણ પડયું!

ભાનુમતી દમયન્તીને વળગી પડી. "બેટા, આ શું કર્યું? આ અભાગણીને પાપમાં શીદ નાખી! અરેરે! બેટા, તને મેં ન ઓળખી!"

ભાનુમતી હૈયાફાટ રડવા લાગી.

ઇન્દુમતીને જાણ થઇ. એનેય રોવું આવ્યું.

આખા નગરમાં વાત થઇ કે દમયન્તી જડી છે!

સૌ રાજી થયાં.

રોતાં માશીને દમયન્તી છાનાં રાખે છે, "માશીબા, રડશો ના. એમાં વાંક મારો છે. હું જ છાની રહી'તીને? મને અહીં કાંઇ દુઃખ નથી પડયું. માશીબા, છાનાં રહો."

× × ×

પવનવેગી સાંઢણીએ ચઢી એક સ્વાર ભીમકરાજાની પાસે આવ્યો ને એમને જાણ કરી, "બ્હેનબા સુખ-રૂપ મળ્યાં છે ને થોડા દિવસમાં આવે છે. સુદેવ ગોર સાથે છે."

થોડે દિવસે દમયન્તી પિયર પહોંચી.

સૌ રાજી થયાં.

[ ૫ ]

ટૂંકા હાથ ને કાળું શરીર! ટૂંકડી પોતડી પહેરે, માથે રૂમાલ બાંધે, હાથમાં લાંબી ચાબુક ઝાલે ને ઘડીએ ઘડીએ ડચકારા બોલાવે! ઘડીએ ઘડીએ આંખ મચમચાવે! સૌ એને 'બાહુક' કહે.

બાહુકની રસોઇ વખણાય, બાહુકની રથવિદ્યા વખણાય, બાહુક સૌને અદ્ભુત લાગે.

નાનાં છોકરાં કહેશે, 'એ હાઉ' 'એ હાઉ'. જરાક પાછો વળી, ચાબુક પછાડી, બાહુક સામો 'હા....ઉ' કરે ને ડોળા કાઢે. છોકરાં બધાં જા....ય નાઠાં!

રોજ સાંઝે બાહુક ઘોડારમાં જાય. કંઇક બોલે ને પછી સૂઇ જાય. મોટા પંડિતોનેય સમજાય નહિ એવું!

× × ×

એક વાર ઋતુપર્ણ રાજાના દરબારમાં એક વૃદ્ધ ટેલિયો આવ્યો. રાજાએ પૂછ્યું, "કેમ આવ્યા છો?"

"મહારાજ, એક વરત નાખવું છે. મારે એનો ઉત્તર જોઇએ છે."

રાજાએ કહ્યું, "ભલે નાખો."

બ્રાહ્મણ કહે,

"અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ,
પરિત્યાજ તેનો કીધો;
ધર્મધુરન્ધર ધિક્ક તુજને,
ફરી તપાસ ન લીધો."

રાજાએ પ્રધાન સામે જોયું, પ્રધાને પંડિત સામે જોયું, પંડિતે શિષ્ય સામે જોયું, શિષ્યે મિત્રો સામે જોયું; પણ કોઇને ઉત્તર આવડે નહિ!

બધા કહે, "આ શું? આનો ઉત્તર શો?"

આશીર્વાદ દઇ બ્રાહ્મણ વદાય થયો.

ઘોડાર પાસે રસ્તો હતો. શ્લોક બોલતો બ્રાહ્મણ ત્યાં થઇને નીકળ્યો.

ત્યાં તો હડક્ હડક્ બાહુક બહાર નીકળ્યો. ચાબુકનો પટાકો કર્યો, આંખ મચમચાવી ને બોલ્યો,

"વહોર્યું તે કાંઇ રત્ન જાણીને,
કાચ થઇ નીવડીઉં;
તત્ત્વરહિત માટે તજ્યું છે,
નથી છૂટી પડીઉં."

આમ કહીને તરત જ પાછો ઘોડારમાં એ પેસી ગયો.

બ્રાહ્મણ તો દિંગજ થઇ ગયો. "શિવ! શિવ! આ રત્ન વળી જવાબ દે છે!"

પણ ભીમકરાજાએ કહેલું કે "જવાબ મળે ત્યાંથી પાછો આવજો. નામ ઠામ યાદ રાખજો."

બ્રાહ્મણ પાછો વળ્યો ને વૈદર્ભરાજાને બધી વાત કહી. "મહારાજ, કોક બ્હીઆમણો બાહુક હતો, નાનાં છોકરાં છળી મરે એવો! એણે જવાબ તો કહ્યો'તો; પણ બાપજી, નળરાજાનો કયાંય પત્તો ન મળ્યો."

ભીમકરાજાને થયું, વખતે એ નળરાજા જ હોય! દમયન્તીએ ટાપશી પૂરી.

સૌએ એક યુક્તિ રચી. રાજા ઋતુપર્ણને એક કંકોત્રી લખવાનું નક્કી કર્યું. "આડો એક જ દિવસ લખીશું એટલે નળરાજા હશે તો જ બજે આવી પહોંચશે; નહિ તો નહિ." એમ વાત કરી.

રાજાએ કંકોત્રી લખાવી.

લખાવ્યું કે "ઘણી ઘણી તપાસ કર્યા છતાં નળરાજા મળ્યા નથી, તેથી ફરીથી દમયન્તીનો સ્વયંવર રચવો છે. આપને એનું આમન્ત્રણ છે. આડો એક જ દિવસ રહ્યો છે એટલે વહેલા પધારજો."

× × ×

રાજા ઋતુપર્ણને કંકોત્રી પહોંચી. એમના હરખનો પાર ન રહ્યો. "આહો, આ વખતે તો દમયન્તી મનેજ........"

પણ આડો એકજ દિવસ રહ્યો હતો, વિદર્ભદેશ પહોંચાય શી રીતે? એટલા જોજન કપાય શી રીતે?

રાજા તો ચિન્તામાં પડયો, એટલામાં કોઇએ કહ્યું, "મહારાજ, આપણો બાહુક કહેતો'તોને કે 'હું ઘોડા હાંકી જાણું છું.' બોલાવોને એને. એ લઇ જાય તો!"

રાજાએ બાહુકને બોલાવ્યો.

બાહુક કહે, "રાજાજી, કેમ તેડાવ્યો?"

"અરે ભાઇ, તું કહે છે ને કે હું તો પવનવેગે રથ હાંકી જાણું છું. આજ તારૂં કામ પડયું છે. તારી વિદ્યાનું આજ પારખું થશે."

રાજાએ બાહુકને બધી વાત કરી. હસતાં હસતાં પેલી કંકોત્રી વંચાવી.

બાહુક ઘડીક જોઇ રહ્યો, ઘડીક થમ્ભી ગયો. એને થયું, વાહ રે! દમયન્તી ફરી પરણે છે? ઠીક છે.

"કેમ વિચાર શો કરે છે? આડો એકજ દિવસ છે. તું લઇ જાય તોજ જવાય એમ છે."

"હાં, ઠીક છે. કાલે સવારે નીકળીશું."

બીજે દિવસે બાહુકે રથ તૈયાર કર્યો. ઋતુપર્ણ રાજા તૈયાર થઈ ગયા: વસ્ત્રાભૂષણ પહેરી લીધાં, થોડા સેવક સાથે લીધા.

પણ બાહુકે શું કરેલું? પવનવેગી ઘોડા રહેવા દઈને એણે ચાર મડદાલ ઘોડાં જોતર્યાં'તાં. ફૂંક મારતામાં ઉડી જાય એવાં!

રાજા તો ખીજાઈ ગયા. એ કહે, "અલ્યા બાહુક, તું તો બાહુક જ રહ્યો! આજ આવાં ઘોડાં જોતરાય કે? તારી રથવિદ્યા આવી જ છે કે?"

બાહુક કહે, "બેસવું હોય તો બેસો. પહોંચાશે તો પહોંચીશું."

છેવટ રાજા અન્દર બેઠા ને બાહુકે રથ હાંક્યો.

ખચ ખચ: ખચ ખચ: કરતો બેચાર ઘડીએ રથ માંડ માંડ નગર બહાર નીકળ્યો. ઘોડાંય ખરાં હતાં. એક ચાલવા જાય ત્યાં બીજું ઉભું રહે, ને બીજું ચાલવા માંડે ત્યાં ત્રીજું બેસી જાય! કાન ઉંચા કરે ને પાછલા પગે લાતો મારે!

રાજા કહે, "અરે રામ! આ સંઘ કાશીએ નહિ પહોંચે!"

પણ નગર બહાર નીકળી, નીચે ઉતરી, બાહુકે ચારેય ઘોડાના કાનમાં ફૂંક મારી.

"અરે! આ શું? ખરૂરૂરૂ કરતો રથ તો ઉપડયો પવનવેગે!" દોડીને બાહુક ચઢી બેઠો.

ખરૂરૂરૂ કરતો રથ ચાલ્યો. આંખ મીંચતામાં જોજન-ના જોજન કપાવા લાગ્યા! રાજા ઋતુપર્ણ હરખાવા લાગ્યા. કહેવા લાગ્યા, "ધન્ય છે, બાહુક તારી વિદ્યાને."

રાજા તો બાહુકની વિદ્યા જોઇ દિંગ થઇ ગયા. વાત કરતા વાત કાઢી એ કહે, "અરે બાહુક, તારી વિદ્યા મને શીખવ ને મારી ગણિતવિદ્યા તું શીખ."

રાજા ઋતુપર્ણને ગણિતવિદ્યા આવડતી'તી. ઝાડનાં પાનેપાન ગણી આપે એવી વિદ્યા!

બન્ને જણ અરસપરસ વિદ્યા શીખ્યા.

અડધો રસ્તો કપાઇ ગયો એટલે રાજા કહે, "અહીં જરાક થોભીએ."

બાહુકે રથ થોભાવ્યો.

રાજા કહે, "ચાલો, અહીં આપણી વિદ્યાની પરીક્ષા કરીએ."

રાજાએ એક ડાળનાં પાન કહ્યાં. ડાળ કાપીને

બાહુકે એ ગણી જોયાં તો બરાબર ઉતર્યાં!

પછી બાહુકે કહ્યાં ને રાજાએ ગણ્યાં. એનું ય સાચું પડ્યું!

નળરાજામાં નવી વિદ્યા આવી એટલે કળિનો પ્રભાવ ઉડી ગયો. હૃદય પહેલાં જેવું જ નિર્મળ બની ગયું.

× × ×

ઘરરરર કરતો રથ ભીમકરાજના નગર પાસે આવી પહોંચ્યો.

બાહુક મનમાં કહે, "હં, હવે જોઈએ. દમયન્તી સાચેસાચ ફરી સ્વયંવર રચે છે કે નહિ?"

સિંહદ્વાર પાસે રથ આવી પહોંચ્યો.

રાજા ઋતુપર્ણ કહે, "હે બાહુક, આ તો સ્વયં-જેવું લાગતું નથી. માણસની મેદનિ ય ક્યાં છે?"

બાહુક કહે, "એ તો તમને ખબર."

ભીમકરાજને જાણ થઈ. હેત કરીને એ તેડવા આવ્યા. આગાં માન દઈ એમણે ઉતારા આપ્યા.

રાજા ઋતુપર્ણના ઉતારા પાસે બાગમાં બાહુક ઉતર્યો.

આ બાહુક સામે જુએ ને નવાઈ પામે: "અરે! રાજા ઋતુપર્ણનો સારથિ તો ભાઈ, ભારે માણસ લાગે છે!"

વાત દમયન્તી પાસે પહોંચી. એને થયું, માનો ન માનો પણ એ બીજું કોઇ નહોય. નહિ તો એક દિવસમાં આટલો માર્ગ કોણ ખેડે?

દમયન્તીએ બાહુકની પાકી તપાસ કરાવવા માંડી. એક દાસીને એણે કહ્યું, "જા, બાહુકને કહી આવ કે તમે રાજરસોડે જમજો."

દાસી ગઈ બાહુક પાસે. "અલ્યા બાહુક, તું રાજ રસોડે જમજે."

"હા....ઉં, ચાલ, નહિ જમીએ. અમે તો સ્વયંપાક કરીશું. હાથે રાંધીને જમીશું. જા, બધો સરસામાન લઈ આવ."

દાસી પાછી ગઇ ને એક ઘડીમાં બધો સરસામાન લઇ પાછી આવી. એક ખાલી ઘડો, થોડાં લાકડાં ને જોઇતું અનાજ.

બાહુક કહે, "આમાં પાણી ભરી લાવ ને દેવતા લઈ આવ. જા. ઝટ આવ."

પણ દાસીને તો દમયન્તીએ શીખવી રાખી હતી.

એ બોલી, "પાણીબાણી નહિ મળે. જોઇએ તો ભરી આવો. નહિ તો....."

"હા....ઉ."

બાહુકે વિચિત્ર મ્હોં કરી હાઉ કર્યું. દાસી નાઠી મહેલ તરફ.

પછી નળરાજાએ વરુણનો મન્ત્ર ભણ્યો કે તરત જ ઘડામાં પાણી ભરાઇ ગયું, અગ્નિદેવ સંભાર્યો ત્યાં તો ભડભડ કરતાં લાકડાં સળગ્યાં!

બાહુકે રસોઇ કરવા માંડી. પણ કડછી–તબેથા ક્યાં? રસોઇ હલાવવી શી રીતે?

છેવટ નળરાજાએ ઢાંકણું ઉઘાડયું ને અન્દર હાથ ઘાલીને તપાસ કરવા માંડી! અગ્નિદેવનું વરદાન હતું ને?

દાસીએ બધી વાત દમયન્તીને કરી. હવે દમયન્તીની પાકી ખાત્રી થઇ ગઇ.

છેવટ એણે દાસી સાથે પોતાનાં બે બાળક મોકલ્યાં. બન્ને બાળક લઇ દાસી બાહુક પાસે આવી. બાહુકે જરાક ઉંચું જોયું. પોતાનાં બાળક દીઠાં. પાછલી બધી વાત યાદ આવી ને એની આંખમાંથી ગરગર આંસુ પડવા લાગ્યાં.

બાહુકે બે હાથ લાંબા કર્યા ને બાળકોને પાસે

બોલાવ્યાં. પણ બાહુકનું કદરૂપું શરીર જોઈ બાળક બિચારાં છળી ઉઠયાં. દાસીની સોડમાં ભરાઇ ગયાં.

દાસીએ પૂછ્યું ને બાહુકે કહ્યું, "મારેય આવાં બે બાળક હતાં. આમને જોયાં એટલે એ યાદ આવ્યાં. બાઇ!"

દાસીએ જઇને દમયન્તીને બધી વાત કરી.

ભીમકરાજાની આજ્ઞા લઇ દમયન્તીએ બાહુકને પોતાના અન્તઃપુરમાં બોલાવ્યો. આડો અન્તરપટ રાખ્યો.

દમયન્તી પૂછે છે.

બાહુક જવાબ દે છે.

× × ×

દમયન્તીએ જાણ્યું કે આ જ નળરાજા છે. કોઇકના શાપે આવું વાન થયું છે.

બાહુકે ય બધી વાત કરી ને પેલાં બે વસ્ત્ર પહેર્યાં. પેલા નાગે આપેલાં તે.

પણ ત્યાં તો ઝળળળ ઝબ્બાક! નળરાજા જેવા નળરાજા બની ગયા. તેજ તેજના અમ્બાર છૂટયા.

આખા નગરમાં વાત ફેલાઇ. "નળરાજા મળ્યા છે! નળરાજા મળ્યા છે!"

સૌના હરખનો પાર ન રહ્યો.

દોડતા દોડતા ઋતુપર્ણ રાજા નળ પાસે આવ્યા ને એમને પગે પડયા: "અરેરે! મહારાજ! મેં તો આપને બહુ બહુ દુઃખ દીધાં છે! આપનું ઘણું ઘણું અપમાન કર્યું છે!"

નળરાજાએ ઋતુપર્ણને ઉભા કર્યા ને કહ્યું, "મહારાજ, એમ શું કહો છો? આપે તો મને દુઃખના દિવસોમાં આસરો આપ્યો'તો. આપનો ઉપકાર કાંઇ ઓછો નથી."

ડેલીએ ડેલીએ નોબત ગગડી.

ઘેરે ઘેર મંગળગીત ગવાયાં.

નગર આખું આનન્દ–ઓચ્છવ કરવા લાગ્યું.

× × ×

ઋતુપર્ણ રાજા વદાય થયા.

નળદમયન્તી નૈષધદેશ જવા તૈયાર થયાં. ભીમકરાજાએ એમને પવનવેગી ઘોડા આપ્યા, હીરામોતીના હાર આપ્યા, સોનાના રથ આપ્યા ને દમયન્તીને સો દાસીઓ આપી.

નળ–દમયન્તી વદાય થયાં.

થોડે દિવસે એ નૈષધપુર પહોંચ્યા. કળિનો પ્રતાપ

ઓછા થઈ ગયો હતો ને તેથી પુષ્કરનું હૈયુંય નિર્મળ બન્યું હતું. ભાઈની વાત સાંભળતાં જ દોડીને એ સામો ગયો ને એમને પગે પડી બોલ્યો, "મોટાભાઇ, મેં પાપીએ આપને બહુ રીબાવ્યા. મને ક્ષમા આપો."

નળરાજાએ એને ક્ષમા આપી.

પુષ્કર તપ કરવા ચાલ્યો ગયો.

× × ×

પછી તો નળ-દમયન્તીએ ખાધું, પીધું, રાજકાજ કર્યું ને ઇશ્વરનું ધ્યાન ધર્યું.

